ગાંડીવ બાલોદ્યાનમાલા
પુષ્પ : : સત્તરમું

# મોતીના દાણા

વિણનાર

નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦, કેળાંપીઠ

સુરત

મોતીના દાણા ગુજરાતના બાળ સાહિત્યમાં કંઈક નવીજ વસ્તુ છે એમ ઘણાને લાગશે. અત્યાર સુધી લોકવાર્તા અને જાદુઈ વાતોથીજ ગુજરાતનું બાળસાહિત્ય સમૃદ્ધ થયું છે પણ બાળ સ્વભાવને રૂચે એવી છતાં ઘરગથ્થુ સાદા પ્રસંગોની વાતોની ગુંથણી બાળસાહિત્યમાં ખાસ થયેલી નથી. મોતીના દાણા એ નવી ભાત રજુ કરે છે.

મોતીના દાણા આમથી તેમથી વિણીને ભેગા કર્યા છે. આમ તેમ જુદાં જુદાં ભાષાઓનાં મેં વાંચેલાં બાળસાહિત્યની એ પ્રસાદી છે.

મોતીના દાણા ગુજરાતનાં બાળકોને પ્રિય થઈ પડશે એવી આશા છે.

ન. વી.

ગાંડીવ બાલોદ્યાનમાલા: પુષ્પ સાતમું

# બાળવિહાર (૧)

આ ચોપડી ખાસ વખણાઇ છે અને તેની બીજી આવૃત્તિ પણ બહાર પડી છે. એમાં વિજ્ઞાનના નિયમોને લગતી સરસ રસમય કથાઓ ચિત્રો સાથે આપેલી છે. બાળક જે હજારો સવાલો પૂછે છે તેના જવાબ એમાંથી મળી શકશે. દાખલા તરીકે સૂરજ કેમ બાળે છે, પૃથ્વી કેમ ફરે છે, ઘી પાણી કરતાં હલકું કેમ, છાપખાનામાં કેમ છપાય છે, બલુન કેમ ઉડે છે, ભમરડો, કનકવો, વગેરે વગેરે અનેક સિદ્ધાંતોની રસભર ગુંથણી કરવામાં આવી છે અને તેર ચૌદ વરસની ઉમ્મરનું એક પણ બાળક એ વાંચ્યા વિના ન રહે. એને વિજ્ઞાનનો શોખ જાગશે, કુદરતની લીલા સમજાશે, દુનિયામાં આગળ ધપવાની તાલાવેલી લાગશે. છ સાત ચિત્રો અને બોર્ડ પટીનું મજબૂત પુંઠું રાખ્યું છે. કિંમત ૦-૧૨-૦ ટ. ખ. જૂદું.

અનેક પત્રોએ વિદ્વાનોએ, લેખકોએ, અને બાળ સાહિત્યના વિવેચકોએ એને વખાણેલું છે. વડોદરા રાજ્યમાં તેમજ સરકારી કેળવણી ખાતાએ ઇનામ વગેરે માટે એને મંજુર કરેલું છે. ઇનામમાં આપવા માટે એવી ઉત્તમ ચોપડી બીજી જૂજ હશે.

(૧)

# નીલમ અને માણેક

રતન પાસે બિલાડીનાં બે બચ્ચાં હતાં. એકને તે નીલમ કહેતી અને બીજાને માણેક કહેતી. બંને બચ્ચાં તેને બહુ ગમતાં.

પણ તે બચ્ચાં એવાં તો સરખાં કે ઓળખાય પણ નહિ. બંને ધોળાં દુધ જેવાં. મોઢાં પણ સરખાં. આંખો પણ એક બીજા જેવીજ. ફક્ત માણેકની પુંછડી પર એક નાનું સરખું કાળું ધાબું હતું. તે પરથી રતન તેમને ઓળખતી.

બંને બહુ તોફાની હતાં અને કૂદાકૂદ ઘણી કરતાં. ટેબલ પર ચઢી જતાં. હિંચકા પરથી ભુસકો મારતાં. રતનની ચોળી ખેંચી જતાં. પણ

એટલાં ડાહ્યાં, કે કોઇને કરડે નહિ.

રતન પાસે બરફીપુરી નામની ચોપડી હતી. તે તેને બહુ ગમતી અને વારેવારે તે વાંચતી. નીલમને અને માણેકને તે પોતાની સામે બેસાડતી અને કહેતી: ચાલો, મુંગા મુંગા હું વાંચું તે સાંભળો.

પણ નીલમના કે માણેકના મગજમાં આ વાત ઉતરતી નહિ. તેઓ તો આમથી તેમ કુદીને નાસી જતાં. એક વાર તો નીલમ કુદીને પાછળ ટેબલ પર ગયું ને ચોપડી પરજ ભુસકો માર્યો. એટલે રતન ગુસ્સે થઇ, ને કહેવા લાગી: જો તમે આવું તોફાન કરશો, તો તમને કાઢી મૂકીશ અને મારે રમવા સારૂ બીજાં બચ્ચાં લઇ આવીશ.

રતનના ઘરની પાસે એક નાની સરખી વાડી હતી. તે તેના પડોશીની હતી. એક દહાડો રતન બારીએથી જુએ છે તો તેણે નીલમને અને માણેકને પેલી વાડીમાં કુદાકુદ કરતાં જોયાં. તેણે બરાબર જોયું તો જ્યાં મોગરાના છોડ ઉગેલા હતા ત્યાં તેઓ કુદતાં હતાં. બધા છોડ છુંદાઇ ગયા હતા અને



રતન બરરીપુરીની ચોપડી પોપટને વાંચી સંભળાવે છે. નીલમ ને માણેક ડાહ્યાં થાય છે.

દેખાવ બગડી ગયો હતો. રતનને ગુસ્સો ચઢયો. તેણે એકદમ તાળીઓ પાડી ને તેમને બોલાવ્યાં: ચાલો, ચાલો. પાછાં આવો છો કે નહિ?

પણ તેમણે તો જાણે સાંભળ્યું જ નહિ. આથી રતનને વધારે ચિઢ ચઢી. તે તરત બહાર નીકળી ને પોતાની બહેનપણી કાન્તાને ઘેર ગઈ તથા કહ્યું: બ્હેન, તું મને થોડા દહાડા તારો પોપટ નહિ આપે?

કાન્તાએ ખુશીથી પોપટનું પાંજરૂં આપ્યું. તે લઇ રતન ઘેર આવી. રસ્તેથી તેણે બે ત્રણ જમરૂખ ને થોડાં લીલાં મરચાં વેચાતાં લીધાં. ઘેર જઇ તેણે પોપટને સારી પેઠે ન્હવડાવ્યો. પછી જમરૂખ સમારી તે તેને ખવડાવ્યું. પછી તેને કહે: બોલો પોપટજી, અચરે રામ!

પોપટ બોલ્યો: અચરે રામ.

એ દરમ્યાન નીલમ ને માણેક પોતાના તોફાનમાંથી પરવારીને આવી પહોંચ્યાં હતાં. તેમણે આ જોયું.

આ નવું પ્રાણી ક્યાંથી આવ્યું તેના વિચા-

રમાં તેઓ પડયાં. પછી તો જોયું કે રતન પોતાને બોલાવતીયે નથી, ને પોપટને રમાડયાં કરે છે. રતન તો પાંજરૂં સામે મૂકી બરફીપુરી વાંચવા બેઠી અને પોપટને સંભળાવવા લાગી. વચ્ચે વચ્ચે કહે: બોલો પોપટજી, બરફીપુરી!

પોપટ બોલે: બરફીપુરી.

આ જોઇ નીલમે માણેકને કહ્યું: ઓ મા રે! આણે તો ખરેખર પોપટ આણ્યો છે ને આપણને કાઢી મૂકશે. માટે ચાલો, ચાલો, આપણે વાત સંભળવા બેસીએ.

પછી નીલમ ને માણેક બંને ડાહ્યા ડમરાં થઇને પાંજરા પાસે જઇને રતન સામે બેઠાં અને કાન દઇને વાર્તા સાંભળવા લાગ્યાં.

તે પછી રતને તેમને માફી આપી અને તેમની સાથે રમવા લાગી. તેણે પોપટને પાછો મોકલી દીધો. ત્યાર પછી નીલમ અને માણેક એટલું બધું તોફાન કરવાનું ભૂલી ગયાં.



(૨)

## ઘોઘો અને ચીચી

ઘોઘો કરીને એક ઉંદર હતો. તેની વહુનું નામ ચીચી હતું. તેમને ત્રણ છોકરાં હતાં. એકનું નામ થુથુ, બીજાનું પુપી અને ત્રીજાનું નામ સુશી પાડયાં હતાં.

તેમનું દર એક ઘરની છતની બખોલમાં હતું. તેની પાસેથી લુગડાં સૂકવવાનો વાંસડો હતો. તે વાંસડે વાંસડે કુદતો ઘોઘો રોજ બહાર નીકળતો અને થોડું ઘણું જે ખાવાનું જડે તે લઇ આવતો. ચીચી પણ નીકળતી. બંને જણા ખાવાનું લાવતાં અને પછી પાંચે જણા ભેગાં મળી તે ખાતાં.

થુથુ, પુપી ને સુશી તો આખો દહાડો ઉંઘ્યાં

કરતાં. તેઓ રાત્રે જાગતાં. તે વેળા તેમને ભૂખ લાગે એટલે ચીંચીંચીં કરી મૂકતા.

એક દહાડો રાતે ઘોઘો ને ચીચી બહાર નીકળ્યાં; પણ થોડે જઇનેજ પાછાં નાસી આવ્યાં. આવ્યાં ત્યારે તેઓ ગભરાયલા હતાં. તેમના આવવાથી જાગેલાં પુપી ને સુશીએ ખાવાને માટે કકળાણ કરી મૂકયું. થુથુ સૌથી મોટો હતો તે પણ ભુખ્યો હતો. તે રડતો નહતો પણ તેણે કહ્યું: બા, મને ભુખ લાગી છે.

ઘોઘો બોલ્યો: હા, ભાઈ. મને ખબર છે. પણ શું કરીએ? આજે કંઇ મળે તેવું નથી. ઘરની બાઇએ આજે એક બિલાડી આણી છે તે રસોડામાં ફર્યાંજ કરે છે. એ રાખ્ખસ અમને ખાઇજ જાય તો પછી બેટા, તને કોણ ખવડાવે?

પણ એ વાત કંઇ થુથુને ગળે ઉતરી નહિ. પુપી ને સુશી તો રડયાંજ કરે. ચીચી તેમને થાબડીને કહેવા લાગી: છાનાં રહો. છાનાં રહો. તમને હમણાં ખાવાનું આપીશું.

એટલે ઘોઘો બોલ્યો: લાવીશું ક્યાંથી? લેવા જઈએ તો પેલો રાખ્ખસ કરડી ખાય.

ચીચી બોલી: હા. પણ ત્યારે કંઇ ભુખે મરાશે? આપણે કંઇ બીજો રસ્તો શોધી કાઢો.

ઘોઘો કહે: બીજો રસ્તો શું? ખાવાનું તો રસોડામાં હોય. ઠાકોરજીની ઓરડીમાં જવાનો રસ્તો છે. ત્યાં કંઈ ખાવાનું હશે?

એટલે ચીચી કહે: હા, હા! ઠીક યાદ આવ્યું આજે તો હશે. ઠાકોરજીને આજે લાડુ ધરાવ્યો હતો. તે લઇ લીધો નહિ હોય, તો હજુ હશે. ચાલો આપણે તપાસ કરીએ.

થુથુ બોલ્યો: મને બહુ ભુખ લાગી છે. એટલામાં તો ઘોઘો અને ચીચી બહાર નીકળ્યાં. તે નીકળ્યાં એટલેજ 'મીંઆઉ' એવો શબ્દ સંભળાયો. બંને ગભરાયાં પણ ગભરડી મુકીને ઠાકોરજીની ઓરડીમાં દોડી ગયાં. બિલાડાની નજર બીજી બાજુ ગઇ અને તેનું ધ્યાન રહ્યું નહિ.

જઇને જુએ છે તો ખાસ્સો ગોળનો લાડુ

ઠાકોરજીની સામે વાટકીમાં પડયો હતો. આજે ભુલથી ઠાકોરજીને સુવાડવાના રહી ગયાં હતાં. એટલે લાડુ પણ જેમનો તેમ પડયો હતો.

પછી ચીચીબાઇ તો ઉંધા સૂતાં. અને ઘોઘાભાઇએ પોતાના પંજા વતે લાડુ ઉંચકી તેની છાતી પર મૂક્યો. પોતાના ચાર પગ વડે ચીચીબાઇએ તેને ઝાલી રાખ્યો. તે પછી ચીચીબાઇની પુંછડી પોતાના પંજામાં લઈ ઘોઘાભાઈ તેને ખેંચી દર તરફ જવા નીકળ્યા.

થોડે જઈ ઘોઘાભાઇએ પાછા વળી જોયું ને પૂછ્યું: ચીચીબાઇ, તમને વાગતું તો નથી ને?

ના રે ના. તમે તમારે ખેંચો. ચીચીબાઇને પોતાનાં બચ્ચાં ભુખે મરતાં હતાં તેની યાદમાં કંઇ વાગતું નહોતું.

એમ કરતાં કરતાં બંને દરમાં જઈ પહોંચ્યા. એટલે તો થુથુ, સુશી ને પુપી ત્રણે લાડુ ખાવાને કૂદી પડયા. પછી પાંચે જણે સારી પેઠે ઉજાણી કરી.



(૩)

# ચાલાકની ચાલાકી

એક હતું શિયાળ. તેનું નામ ચાલાક. તે હતું પણ ચાલાક. ભારે હોંશિયાર. તેની ચાલાકીની એક વાત તમને કહું છું.

ચાલાકને બે બચ્ચાં હતાં. બચ્ચાં બહુજ રૂપાળાં હતાં. તેની આંખો ઝગમગ ઝગમગ થતી. દોડે તે જાણે હરણ દોડ્યું! કૂદે તો જાણે સિંહ કુદ્યો! એવાં એ બે બચ્ચાં હતાં. ચાલાકને તે બંને બહુજ વહાલાં હતાં. તેથી તેણે એકનું એણે નામ વીર પાડેલું ને બીજાનું નામ ધીર.

એક દહાડો વીર ને ધીર ઘાસમાં રમતાં હતાં. મસ્તી કરતાં હતાં. થોડે દુર ઝાડ હતું. તેના

છાંયડામાં ચાલાક ભાઈ ઉંઘે. અડધા ઉંઘમાં ને અડધા જાગતા, એમ પડેલા.

એવામાં તો સરરરરરરરર કરતો અવાજ થયો. એક મોટું ગીધ ઝડપ દઈને આસમાન-માંથી ઉતર્યું. વીરના ઉપર ભપ્પ દઈને તરાપ મારી. ચાલાક એકદમ કુદીને ઉભું થયું. પણ ગીધ તો વીરને લઈને એ........ઉડયું, તે ગયું ઠેઠ ઉંચે. દૂર ને દૂર જવા લાગ્યું. તે આગળ ઉડે ને પાછળ ચાલાક દોડે. એમ કરતાં કરતાં બંને ઘણે દૂર નીકળી ગયા. ચાલાક થાકીને લોથપોથ થઈ ગયું. પણ એનું વ્હાલું બચ્ચું મરી જાય તે એનાથી કેમ જોવાય? એટલે તે દોડતું ચાલ્યું. એટલામાં એક મોટા ઝાડ પર ગીધ બેઠું.

શિયાળે ઉંચું જોયું. ગીધે એના બચ્ચાને ઝાડ પર પડી ન જાય એમ બરાબર ગોઠવ્યું ને પછી શિયાળની સામે જોઈ તે હસવા લાગ્યું.

શિયાળે દયામણે અવાજે કહ્યું: ગીધભાઈ, ગીધભાઇ! તમે મારૂં બચ્ચું પાછું નહિ આપો?



ચાલાક શિયાળ પોતાનું બચ્ચું પાછું આપવા આજીજી કરે છે.

મારૂં વહાલું બચ્ચું તમે નહિ આપો? મારૂં લાડકું મને પાછું આપો.

ગીધ કહે: જા, રે જા! એ તો મારા બચ્ચાં માટેનો શિકાર છે. હું કેટલી મહેનતથી લાવ્યું! મારા બચ્ચાં કંઇ ઉડે તેવડાં નથી, એટલે ખાય શું? માટે એ તો હું ને મારાં બચલાં ફાડી ખાઇશું.

ચાલાકે બરાબર નજર કરી. એક માળો નજરે પડયો. માળામાં ગીધનાં બે બચ્ચાં! તેણે ફરી કહ્યું: ગીધભાઇ! ગીધભાઇ! મને મારૂં લાડકું આપોને!

ગીધે કંઇ જવાબ આપ્યો નહિ.

એટલે ચાલાકે મનમાં વિચાર કર્યો કે ગીધને બહુ તોર આવ્યો છે. એ તોર ઉતારવો જોઇએ.

એ ત્યાંથી ચાલી નીકળ્યું. થોડે દુર ગયું તો જંગલ ભડભડ સળગતું દીઠું. મોટો દવ લાગેલો. સુકાં ઝાડપાન ભડભડ બળે. પશુ પંખી બધાં નાસી જાય.

ચાલાકે તો જુક્તિ કીધી. એક સળગતું લાકડું શોધ્યું. સાજા છેડાથી મ્હોમાં ઝાલ્યું. ને એ તો ચા....લ્યું !

તે ગયું પેલા ગીધના ઝાડ પાસેઃ ગીધભાઇ ગીધભાઇ ! તમે મારૂં બચ્ચું છોડી દો. નહિ તો તમારે ઝાડે આગ લગાડીશ. તમારાં બચ્ચાં બળી જશે. તેનાથી ઉડાતું નથી. બોલો તમારો શો વિચાર ?

ગીધભાઇને બ્હીક લાગી. ઝાડને બળતાં વાર શી લાગે ? એક બચ્ચાંને બચાવવા જાઉં તો બીજું બળી જાય. તેને લેવા આવું ત્યાં બીજા ઝાડે આગ લગાડે ! ગીધભાઇ તો સમજી ગયા. ઉડતા ઉડતા નીચે આવ્યા. વીરને મૂકી ગયા. ચાલાકને અને ગીધને દોસ્તી થઈ ગઇ. પછી બંને હળીમળી રહેવા લાગ્યાં.



(૪)

# પોપટ મરી ગયો !

એક હતો રાજા. એક દહાડો જંગલમાં શિકારે ગયો. ફરતાં ફરતાં તેણે એક રૂપાળો પોપટ જોયો. રાજાએ તો પોપટને પકડયો ને ઘેર આણી પાંજરામાં પૂર્યો.

પછી રાજા તો રોજ એને જમરૂખ ખાવા આપે ને મરચાં આપે. જે જોઇએ તે આપે. મેવા મિઠાઇ આપે. પોપટને મિઠું મિઠું બોલતાં શીખવે. પોપટ પણ તે શીખતો જાય.

એમ કરતાં કરતાં થોડા દહાડા ગયા. એટલામાં રાજા પાછો શિકારે જવા નીકળ્યો. મનમાં થયું: લાવ, આપણા પોપટને ગામ જવું છે, તો તેને

કંઇ કામ હોય તો પૂછી જોઉં. પછી પોપટ પાસે જઇ રાજાએ કહ્યું: પોપટ રે, પોપટ! હું તારે ગામ જાઉં છું. જંગલમાં શિકાર કરવા. તારે કોઇને કંઇ કહેવું છે? હોય તો કહેતો આવું.

પોપટ કહે: હા!—એમ કહેજે કે સોનાને પાંજરે રહીએ છીએ. જમરૂખ ને મરચાં ખાઇએ છીએ. બોલતાં ચાલતાં શીખીએ છીએ. પાંજરે ને પાંજરે ઉડીયે છીએ. તાજામાજા થઇએ છીએ. મહારાજ! આટલું કહેજે ને જવાબ આપે તે લાવજે.

રાજા તો મનમાં હસ્યો! સંદેશો તો રૂડો કહાવ્યો! કંઇ નહિ, કહેવામાં આપણું શું જાય છે?

રાજા તો ધડાધુમ ધડાધુમ કરતો ઉપડયો. ઢોલ નગારા વાગે, ઘોડેસવારોની મોટી ફોજ આગળ, રાજા હાથી પર પાછળ એમ કરતાં કરતાં જંગલ આવ્યું. રાજાએ તો બધા સવારોને કહ્યું: તમે અહિં ઉભા રહેજો. હું ઘોડા પર બેસી એકલો અંદર જાઉં છું.

રાજા ઘોડે બેસી એક હરણની પાછળ ઉપડયો—




એક ઘરડો પોપટ આવી રાજાની સામે ભોંય પર પડયો.

હરણને માર્યું. આગળ ચાલ્યો. એક વાઘ માર્યો. એક દીપડો માર્યો. તોયે આગળ ચાલ્યો.

એમ કરતાં પોપટનું વન આવ્યું. ત્યાં પેલા બધા પોપટજ પોપટ. ત્યાંથીજ પેલો પકડેલો. રાજાએ તો તાળી પાડી. બે ચાર પોપટ ઉડતા આવ્યા.

રાજા બોલ્યો:

પોપટો રે પોપટો રે! મારી પાસે સંદેશો છે. તમારા ભાઇબંધે કહાવ્યો છે.

પોપટો સામેજ ઝાડ પર બેઠા ને સાંભળવા લાગ્યા.

તમારો ભાઇબંધ કહે છે કે સોનાને પાંજરે રહીએ છીએ. જમરૂખ ને મરચાં ખાઇએ છીએ. બોલતાં શીખીએ છીએ ને પાંજરે ને પાંજરે ઉડીએ છીએ. આ તેનો સંદેશો. તમારો કંઈ જવાબ છે?

પોપટો તો કંઈ બોલ્યા નહિ. પણ એક ઘરડો પોપટ ઉડતો ઉડતો નીચે ઉતર્યો. રાજાના પગ આગળ પડયો. બે ત્રણ મિનિટ હાલ્યા ચાલ્યા વિના પડી રહ્યો; ને પછી ઉડી ગયો.

રાજા તો અચંબો પામ્યો, પણ વિચાર કર્યો કે: જંગલના પોપટને બોલતાં ન આવડે તેથી આવો ચાળો કીધો હશે.

વારૂ ભાઈ. આપણે તો જઈને એવું કહીશું. કહી રાજા તો પાછો ફર્યો. વાઘ લીધો, દીપડો લીધો, હરણ લીધું ને ધડાધુમ ધડાધુમ કરતો મ્હેલે પાછો ફર્યો.

મહેલે જઈને પોપટને મળ્યો. પોપટજી, પોપટજી! તમારો સંદેશો મેં કહ્યો હતો. જવાબમાં તો એક ઘરડો પોપટ મારે પગે પડ્યો. બે ચાર મિનિટ બેભાન રહ્યો. પછી ઉડીને ચાલ્યો ગયો. બીજો કંઈ જવાબ નથી.

વારૂ રાજાજી, કહી પોપટ તો પાછો જમરૂખ ખાવા પડ્યો.

બીજે દહાડે સાંજે નોકરો દોડતા રાજા પાસે આવ્યા: રાજાજી, રાજાજી, આપણો પોપટ મરી ગયો. હાલતો નથી ને ચાલતો નથી; ખાતો નથી ને પીતો નથી, બોલતો નથી!

રાજાજી દોડતા દોડતા પાંજરે ગયા. પોપટ ઉંધે માથે પડેલો. જાણે મુડદું. હાલે નહિ ને ચાલે નહિ ! પોપટ મરી ગયો !

રાજાજી તો કહે: પોપટને બહાર કાઢો. હું એને સોનાની કબરમાં દટાવીશ.

નોકરોએ પોપટને બહાર કાઢયો. એક બાજઠ પર મુડદું મૂકયું. લઇને બહાર નીકળ્યા.

પણ બારણાં બહાર નીકળ્યા, ત્યાં તો કૌતુક થયું ! પોપટ તો ઝડપ દઇને ઉડી ગયો. જઇને સામે ઝાડે બેઠો. પછી બોલ્યો:

રાજાજી, રાજાજી સાંભળો સંદેશ
અમે તો જઇએ અમારે દેશ
તમારાં મરચાં ભાવતાં નથી
તમારા જમરૂખ ખાવાં નથી
સોનાને પાંજરે રહેવું નથી
ઉડ રે ભાઈ ઉડ !

એમ બોલતો તે ઉડી ગયો. ઘરડા પોપટે જંગલમાં કરેલો ચાળો તે સમજી ગયો. મરી જવાનો

ઢોંગ કીધો ને ઝડપ લઇને ઉડી ગયો.

રાજાજી બોલ્યા: પોપટની અક્કલને આફરીન છે !

તમને સોનાને પાંજરે રહેવું ગમે ખરૂં ? કેટલા દહાડા ?



(૫)

# મણિનો કનુ

બા, બા આપણે કનુને પણ લઈ જઈશું ને?

કનુ મણિના વાંદરાનું નામ હતું. કનુ બહુ રૂપાળો હતો. મણિને તો તે બહુજ વહાલો. મણિ એક વાર કાકાજીની સાથે ગોકળઆઠમના મેળામાં ગઈ હતી. તે વેળા કાકાએ તેને કહ્યું: મણિ, તારે જે રમકડું લેવું હોય તે લે. મણિએ રમકડાંની દુકાનમાં ફરી ફરીને જોયું. એક રૂપાળો વાંદરો હતો. તેને ડીલે વાળ હતા. કિંમત ફકત દશ આના. કાકાજીએ તે મણિને અપાવ્યો.

પછી તો મણિ તેને છાતીએ ચાંપીને ફરે. તેને કપડાં પહેરાવે, તેને સાફસુફ રાખે. જરા વીલો ન

મૂકે. તેને ખોટું ખોટું ખવડાવે. ખવડાવે ને પીવડાવે. ને એમ રમ્યાં કરે.

એવામાં ઉનાળાના દહાડા આવ્યા. મણિના બાપાજી ભરૂચની નિશાળમાં હેડમાસ્તર હતા. તેમને રજા પડી. દોઢ મહિનાની રજા હતી એટલે નક્કી કર્યું કે ડુમસ હવાફેર જવું. મણિની બાએ બધો સરસામાન બાંધવા માંડ્યો. લુગડાંની પેટીઓ ભરી. મરી મસાલાના શીશા તૈયાર કર્યા. થોડા દહાડા ચાલે એટલું અનાજ પણ લીધું. બધાં ગાંસડા પોટલાં તૈયાર થયાં. હવે કાલેજ ડુમસ જવા ઉપડવાનું હતું. એટલે મણિએ બાને કહ્યું: બા, બા! આપણે કનુને પણ લઈ જઈશુંને! જો ને, બિચારો કેવો સુકાઈ ગયો છે! ડુમસની હવા ખાઇને તે પણ જરા શરીરે ટટાર થશે. નહિ વારૂ?

બાએ કહ્યું: વારૂ, બ્હેન! કનુને આપણે લઈ જઈશું હોં. પણ તેને માટે અડધી ટિકીટ કઢાવવી પડશે.

તે બા, કઢાવજો, હોં! હું પૈસા આપીશ. મારી કને, કની, કંચન કાકાના લગનમાં ગીત

ગાવા ગઇ'તી તે પૈસા આવ્યા છેને! તેમાંથી હું આપીશ. પણ આપણે કનુને લઇ જઇશું, ખરૂં કની?

વારૂ. બ્હેન.

પછી તો બધી ધામધૂમ થઇ પડી. મણિના બાપાજી ડુમસ જવાના હતા એટલે તેમના બધા દોસ્તદારો તેમને મળવા આવ્યા. અડોશી પડોશી પણ બેસવા આવ્યા. નિશાળના માસ્તરો કંઇ કંઇ વાતો કરવા આવ્યા.

દરમ્યાન મણિએ એક પુંઠાનો ટુકડો લીધો. બાપાજીના ટેબલ પરથી શાહીનો ખડીયો ને કલમ લઇ આવી. બાને પૂછ્યું: બા, બા! આપણે ડુમસમાં કોને ત્યાં રહીશું? બાએ કહ્યું: આનંદભુવન બંગલામાં. પછી પેલા પુંઠાના ટુકડા પર મણિએ કલમ વડે લખ્યું:

કનૈયાલાલ.

મણિગવરીનો છે.

આનંદ ભુવન

ડુમસ.

એમ લખી પુંઠામાં કાણું પાડી કનુની ડોકમાં તેને લટકાવી દીધું. વખતે કનુ ખોવાઇ જાય તો પણ આમ કર્યું હોય તો ઘેર પાછો આવે કની? એટલું કરી મણિએ તેને એક ગોખલામાં બેસાડયો.

પછી બીજે દહાડે બપોરની ગાડીમાં જવાનું હતું તેથી સ્હવારે સૌ કાકાજીને ત્યાં જમવા ગયાં. કાકાજીની છોકરી કળા મણિની બ્હેનપણી હતી. મણિ તેની સાથે ખૂબ રમી. ને રમતમાં ને રમતમાં તે કનુને તો વીસરીજ ગઇ.

જમીને સૌ સ્ટેશન પર ગયાં. ત્યાં બધો સામાન આવેલો હતો. મણિ તો સ્ટેશન પરની બધી ધમાલ જોવા લાગી. એટલામાં ગાડી આવી. સુરતની ટિકિટ લઇને ગાડીમાં બેઠાં. સુરત પર એક ગાડું લેવા આવવાનું હતું. તે ગાડામાં બેસી ડુમસ જવાનું હતું.

સુરતને સ્ટેશને બધાં ઉતર્યાં ને ગાડામાં બેઠાં. નીચે બધો સામાન મૂકયો ને ઉપર બાપાજી, બા, મણિ, મણિનો નાનો ભાઇ કીકો, નોકર શીવો

વગેરે બધાં બેઠા. ને ખખડ ખખડ કરતું ગાડું ચાલવા લાગ્યું. માથે તડકો હતો તેથી એક છતરી બાપાજીએ ને એક બાએ ઉઘાડી હતી. એટલે મણિને તથા કીકાને તાપ લાગતો નહતો.

ગાડું તો ખખડ ખખડ કરતું ચાલ્યું ચાલ્યું જાય. સડકે થઈને અઠવા ગામ તરફથી તે સીધું ડુમસ ભણી ચાલ્યું. સડક પહોળી ને સારી હતી. અવારનવાર મોટાં મોટાં ઝાડ નજરે પડતાં હતાં. કોઇ કોઇ બકરાં ચરતાં હતાં. ગાય ભેંસ પણ જતી આવતી મળે.

મણિ ડુમસ પહેલીજ વાર જતી હતી એટલે તેના હરખનો તો પારજ નહોતો. તે તો કંઇ કંઇ રાગડા તાણતી'તી ને બૂમો પાડતી'તી. અને ગાડું ખખડ ખખડ જતું હતું.

તેઓ અડધે રસ્તે પહોંચ્યા હશે એટલામાં મણિની નજર એક મોટા ઝાડ પર પડી. તુરત તે ઝાડ પરથી એક વાંદરે બીજા ઝાડ પર કુદકો માર્યો તે જોઇને મણિને કનુ યાદ આવ્યો. હાય, હાય! હું

તો કનુને ભુલીજ ગઇ! તેણે બૂમાબૂમ કરી મુકી: બા, ઓ બા! મારો કનુ! કનુ રહી ગયો!

બાએ કહ્યું: કેમ, તેં કનુને સાથે લીધો નથી?

હું તો ભૂલી ગઇ! ઓ બા! હવે એ એકલો કેમ રહેશે? શું ખાશે? શું પીશે? બિચારાની તબીયતે સારી નહોતી!

મણિની આંખમાં તો આંસુ આવ્યા. પણ બાએ તે લૂછી તેને છાની રાખી. મણિને તો બહુ દુઃખ લાગ્યું. પણ કરે શું? હવે કંઈ ભરૂચ પાછા જવાય?

પછી સૌ ડુમસ પહોચ્યા. આનંદભુવન બંગલાનો માળી દરવાજેજ ઉભો હતો. તેણે બાપાજીને સલામ કરી. બંગલો ઉઘાડી આપ્યો. બધું સાફસુફ કરેલું હતું. છેક રાત પડી હતી એટલે થાક્યાં પાક્યાં બધાં બિછાના નાંખીને ઉંઘી ગયાં.

મણિ તો સ્હવારે મોડી ઉઠી. સુરજ દાદા તો ક્યારના જાગીને નોકરીએ લાગ્યા હતા. તડકો આછો પડતો હતો. મણિ તો આંખો ચોળતી

ચોળતી ઉઠીને બૂમો પાડવા લાગી: બા, ઓ બા!

તેની બૂમ સાંભળીને તેની બા બીજા ઓરડામાંથી દોડતી આવી. તેણે બધો સામાન ગોઠવાવી દીધો હતો. અનાજ, પાણી, મસાલા, બધું ગોઠવાઇ ગયું હતું. રસોડામાં મણિને લઈ જઇ બાએ તે બતાવ્યું. ને પછી કહ્યું: જા, પેલા પાણીઆરેથી દાતણ લઇને કર. પછી તને દુધ આપું.

મણિ પાણીઆરે દોડતી દોડતી ગઈ, ને જુએ છે, તો ઓય મારે! પાણીયારામાં દાતણની ભારી પાસે કનુભાઇ બેઠેલા! તેમના ગળામાં પેલું પાટીઉં હતું.

કનૈયાલાલ
મણિગવરીનો છે.
આનંદભુવન
ડુમસ.

મણિએ તો આંગળાં કરડયાં! કનુભાઈ અહિં કયાંથી આવ્યા! બા! બા! જુઓ! મારો કનુ તો અહિં આવ્યો! કેવી રીતે આવ્યો? છાપરે છાપરે

કૂદતો આવ્યો ! ઝાડે ઝાડે કુદતો આવ્યો ! વા
કનુ ભાઇ વાહ ! તમે તો કુદીને બહુ લાંબે આવ્યા
 એમ કહી મણિ તો તેને લઇને બા પા
દોડી ગઈ ને કહે: બા, બા ! જો કનુભાઈ તો ઝા
ઝાડે કુદીને આવ્યો ! મેં એને ગળે પાટીઉં મારૂ
તો સારૂં થયું ને ! એને ઠેકાણું પણ તરત જડયું
 પછી તો મણિ કંઇ કૂદે ! કંઇ કૂદે ! તે
ખાતરી થઇ ગઇ કે મારો કનુ કેવો હોંશિયાર
ઠેઠ ભરૂચથી ડુમસ કૂદતો આવ્યો ! નોકર શીવ
તેને ખીજવે છે કે એને તો મેં મારા ગજવામ
ઘાલીને આણ્યો. પણ મણિ તે માનતીજ નથી !



(૬)

# લીલુ ને નીલુ

નીલુ ને લીલુ બે બ્હેનો હતી. પણ એવી, કે તમે જોઈજ રહો! બંને એક સરખી. બરાબર એક બીજાના જેવી. લીલુ કોણ ને નીલુ કોણ તે બિલ્કુલ ઓળખાય પણ નહિ. બંને જોડીયા બ્હેનો હતી. તેથી તેમનાં સગાંવ્હાલાં પણ બહુજ મુશ્કેલીથી તેમને ઓળખી શકતાં.

તેમનાં માશી અમદાવાદ રહેતાં હતાં. એકવાર માશીનો કાગળ લીલુ ને નીલુની બા પર આવ્યો, કે આ વખત દિવાળી કરવા લીલુ નીલુને અહિં મોકલી આપો. મને પણ ગમશે, ને એમને પણ મઝા પડશે. કમળામાશીને કંઈ છોકરાં છૈયાં હતાં નહિ.

પછી લીલુનીલુને એક સારો સંગાથ જોઇ બાએ અમદાવાદ મોકલી આપ્યાં.

કમળામાશીએ તેમને કહ્યું: ચાલો રે અલીઓ! તમે આવીઓ તો છો, પણ તોફાન મસ્તી કરતી નહિ! ને બંને જુદી જુદી રહેજો. નહિ તો મારાથી ઓળખાશે નહિ, કે લીલુ કઈ ને નીલુ કઇ? જુઓ, આ બે નાની પલંગડીઓ છે. તેમાંની બારી પાસે છે તે પર લીલુએ સૂવાનું. ને દાદર પાસે છે તે પર નીલુએ સૂવાનું. બીજું તમારે માટે મેં કપડાં શીવડાવી રાખ્યાં છે. આ લીલાં ચોળીચણીયા છે તે લીલુનાં છે ને આ ભુરાં છે તે નીલુનાં છે. માટે ધ્યાન રાખજો. કપડાં ફેરબદલ થઈ ન જાય.

વારૂ માશી! અમે બહુ ડાહ્યાં થઇશું હોં! લીલુ બોલી.

પણ લીલુના કે નીલુના મનમાં ડાહ્યાં થવાનું તો હતુંજ નહિ. ગમે તેણે ગમે તે કપડાં પહેરવા માંડ્યાં. કોઈ વારૂ લીલુ લીલાં પહેરે તો કોઇ વાર નીલુ લીલાં પહેરે. કોઈ વાર નીલુ દાદર પાસે સૂએ

તો કોઈવાર લીલુ પણ તે પથારીમાં ભરાઈ જાય.

પણ એક દહાડો ગમ્મત થઈ. ધનતેરસને દહાડે નીલુએ બરફીપેંડા ખૂબ ખાધાં ને સાંજ પડી એટલે તેને સસડીને તાવ આવ્યો. કમળા માશીએ તો દોડાદોડ કરી મૂકી. એકદમ દાક્તર આવ્યો. દાક્તરે નીલુની નાડ તપાસી ને કહ્યું કે એને ખૂબ ઓઢાડીને સુવાડો. ખાવામાં ફક્ત કાંજી આપજો. ને ગમે તેમ દોડવા કૂદવા દેતા નહિ.

પછી કમળા માશીએ કહ્યું: ચાલરે લીલુ, તું અહિંથી જતી રહે. લે આ તારી ઢીંગલી, આ તારી છબીની ચોપડી ને બહાર દિવાનખાનામાં રમ.

પછી તેમણે નીલુને દાદર પાસેની પલંગડીમાં સુવાડી ને તેને ગરમ ઓઢવાનું ઓઢાડયું. પછી કહ્યું કે બરાબર સુઈ રહેજે. આમ તેમ જતી નહિ. ને પોતે રાંધવા માટે રસોડે ગયાં.

પણ લીલુને કંઈ દિવાનખાનામાં એકલાં રમવાનું ગમ્યું નહિ ને ચ્હેન પડયું નહિ. તે તો થોડીવાર ત્યાં બેઠી ને પછી જોયું કે કમળા માશી

તો રસોડે ગયાં છે એટલે દોડતી જઇને નીલુની સોડમાં તેની પથારીમાં ભરાઈ ગઈ. ને કહ્યું: નીલુ, બ્હેન, મને તો એકલાં એકલાં ગમ્યું નહિ, તે હું તો નાસી આવી.

નીલુ બોલી: મનેયે ગમતું નથી. મને તો થાય છે કે આપણે કુદડી ફરીએ. બળ્યું, આમ ગોંધાઇ રહેવાનું કેમ ગમે?

બંને તો પથારીમાંથી કૂદકો મારીને નીકળ્યાં; ને કુદડી કુદડી રમવા લાગ્યાં.

થોડીવારે કમળા માશી હાથમાં કાંજીનો વાટકો લઇને આવ્યાં! તે તો આ જોઇને જ બિચારાં ગભરાઈ ગયાં: ઓ મા રે! આ તે કંઈ છોકરીઓ છે? હવે કોને તાવ આવ્યો છે ને કોણ સાજી તે હું કેમ ઓળખીશ?

ને તમે માનશો? કમળામાશીને કાંજી ઢાળી દેવી પડી. કેમકે લીલુ કે નીલુ કોઇને કાંજી ભાવતી નહોતી. બંનેમાંથી કોણ નીલુ ને કોણ લીલુ તે પરખાયું જ નહિ! ને નીલુનો તાવ ઉતરી ગયો હતો!



હીરૂ અને રમુએ કોઇને દૂરથી આવતું જોયું.

# ચાંદરિયો કુવો

રમુ બોલી: હીરૂ, બાપુ આવે તો કેવું સારૂં?

હા, રમુ! બાપુ અહિં હોય છે ત્યારે આપણને કેવું ગમે છે! હમણાં તો કંઈ ગમતુંજ નથી.

રમુ ને હીરૂના બાપુજી છ મહિના થયાં બહાર ગામ ગયા હતા. દર વખતે તે બાને, રમુને અને હીરૂને સાથે લઈ જાય. પણ આ વેળા તેઓ એક-લાજ ગયા હતા. અને રમુ, હીરૂ તથા બા ગામ-માંજ રહ્યાં હતાં. તેમનું ઘર ગામના નાકા પાસેજ આવ્યું હતું.

પણ બાપુ અહિં આવે એવું કરવું શી રીતે?—રમુ બોલી: બા પર કાગળ આવ્યો છે. પણ હજુ

ઘણા દહાડાની વાર છે.

તે રમુ, આપણે પેલે ચાંદરીયે કુવે જઇએ તો? હીરૂએ પૂછ્યું.

એક વાર બાની સાથે રમુ ને હીરૂ ફરવા નીકળ્યાં હતાં. તે વેળા ગામથી થોડે દુર ઝાડ વચ્ચે એક કુવો તેમની નજરે પડયો. બા કહે: જુઓ આ કુવો દેખાય છે તેને ચાંદરીયો કુવો કહે છે. પુનમને દહાડે મધરાતે ચાંદામામાનો પડછાયો એમાં પુરો પડે છે. તે વેળા કોઇ આવીને કૂવામાં જુએ ને મનમાં કંઈ ધારે તો ધારેલી વસ્તુ આવી મળે, એમ લોકો કહે છે.

આ વાત હીરૂને બરાબર યાદ રહી ગઈ. તેથી આજે રમુ સાથે વાત કરતાં તે કહે: રમુ, જોને, કાલે પુનમ છે. આપણે કાલે રાતે જઇને પેલા ચાંદરીયા કુવામાં જોઇએ ને બાપુ આવે એવું ધારીએ, તો બાપુ તુરત આવી પડે. નહિ વારૂ?

રમુ ધીમેથી બોલી: પણ બા કંઈ આપણને જવા દેશે?

તે આપણે બાને કહીએ નહિ. ગુપચુપ જઇને ચાલ્યાં આવીશું. બા તો ઉંઘતાં હશે. જો તું આવે તો હું તો તૈયાર છું. હું તો બાપુને ભેટવા બહુ અધીરો થયો છું.

ત્યારે ચાલોને, જઇશું. બાપુજી આવે તો મારે પણ નવી ઓઢણી ને કાંસકી જોઇએ છે. વળી મારી ઢીંગલી માટે ઘરેણાં કરાવવાં છે.

હીરૂની પણ મોટર ભાંગી ગઈ હતી અને હવે તેને આગગાડી જોઈતી હતી. એટલે બંનેએ મળીને મનસુબો કર્યો કે બીજે દહાડે રાતના ગુપચુપ ચાંદરીયે કુવે જઈ આવવું.

પછી બીજે દહાડે રાત્રે ઉંઘતાં હોય એવો ડોળ કરીને બંને જણાં પથારીમાં સૂઈ તો ગયાં; પણ એકેની આંખમાં ઉંઘ નહોતી. બંનેને બાપુ ક્યારે આવે એની તાલાવેલી હતી. ને તેટલા ખાતર ચાંદરિયે કુવે જવાને કુદી રહ્યાં હતાં, એટલે ઉંઘ આવે તેમ નહોતું.

પછી રાત થોડીક ગઈ એટલે હીરૂ ગુપચુપ

ઉઠયો. રમુને ઉઠાડી. પાસેજ બા ઉંઘતાં હતાં તેમને ખબર ન પડે તેમ ધીમેથી ઝાંપો ઉઘાડી બંને જણાં બહાર નીકળ્યાં.

રાત ચાંદરણી હતી. ચંદ્રમાનું અજવાળું ઝગઝગ થતું હતું. વાતો કરતાં કરતાં ને બાપુ આવી પડે તો તેની પાસે શું શું માંગવું તેનો મનસૂબો કરતાં બંને ચાલ્યાં. સામે એક કુતરૂં મળ્યું. પણ તે ભસ્યું નહિ. એક ગાય તેમની સાથે સાથેજ ચાલતી હતી. પણ તેમણે પગલાં ઝડપભેર ઉપાડયાં.

થોડી વારે તેઓ કુવા પાસે આવી પહોંચ્યાં. કુવો મોટો હતો. જુનો હતો. તેનું થાળું ભાંગી ગયેલું હતું. તેની ઉપલી ભીંતોમાંથી ઈંટ પણ ઉખડી ગઈ હતી. હીરૂ બોલ્યો: રમુ, જો જે, સંભાળજે, પડી નહિ જવાય, હોં!

બંને જણાં સાજી બાજુએ ઉભા રહ્યા અને અંદર નજર કરી. ચન્દ્રમા એક આકાશમાં હતો, તેવો બીજો અંદર હતો. ઝગઝગ ઝબકે. રમુ ને

હીરૂએ તે ચાંદામામાના દર્શન કર્યાં. ને પછી બંને હાથ જોડીને બોલ્યા: ચાંદરીયા કુવા રે ચાંદરીયા કુવા! અમારા બાપુ જલદી આવે એવું કરજો. અમારા બાપુ કાલે આવે. આજે આવે.

એટલું બોલી તેમણે ફરી અંદર જોયું. એટલે અંદરથી પડઘો પડયો: આજે આવે.

એકદમ એક બીજો અવાજ બહારથી સંભળાયો: એ કુવા પર કોણ છે?

બંને ચમક્યાં. નજર કરે છે તો ધોળાં ધોળાં કપડાં પહેરીને સામી બાજુથી કોઈ આવતું હતું. હાથમાં એક પોટલું હતું.

બંને સડક થઇને ઉભાં રહ્યાં. એટલામાં પોટલાવાળો પાસે આવતો ગયો. તે થોડેજ દૂર હશે એટલામાં હીરૂ તો કુદીને બોલી ઉઠયો: ઓ! ઓ! બાપુ આવ્યા! બાપુ આવ્યા!! રમુ, જો—કરતોકને એ તો છલાંગ મારતો દોડયો. રમુ પણ દોડી.

બંને જણાં જઇને બાપુને ભેટી પડયા. એ તેમના બાપુજ હતા! બંને અજાયબી પામ્યાં!

ચાંદરિયો કુવો તો સાચો રે સાચો! ચાંદરિયો કુવો તદ્દન સાચો.

બાપુજીએ પૂછયું: અલ્યાં, તમે મધરાતે અહિં ક્યાંથી?

પછી હીરૂએ માંડીને વાત કહી; એટલે બાપુજી બોલ્યા: અરે, હું તો બે ત્રણ મહિને આવવાનો હતો. પણ મારી એકદમ બદલી થઈ. ને તે પાસેનાજ ગામમાં; તેથી તુરત આવવું પડયું.

પછી બાપુજીએ તેમને બંનેને ખુબ બચ્ચી કરી. ને ત્રણે જણ ઘેર ગયાં. ત્યાં બા બહુ ખોળાખોળ કરી રહ્યાં હતાં. તે પણ બંનેને જોઇ વહાલથી ભેટી પડયાં. પછી સૌ હસતાં રમતાં સૂઈ ગયાં.



# ભીખો ભિખારી

ભીખો ભિખારણનો છોકરો હતો. પણ એને ત્રણ ચીજ આવડતી. પગના અંગુઠા પર ઉભા રહી નાચતાં આવડે, આંગળીના ટાચકા ફોડતાં આવડે ને ઉંધે માથે ચાલતાં આવડે.

ટાચકા તો એવા ફોડે કે તમે જાણે સાંભળીજ રહો! એક વાર એવા ફોડે કે તમને લાગે કે જાણે એ દૂર ને દૂર શેરીને નાકે ઉભો હશે! બીજી વાર એવા ફોડે કે તમને લાગે કે એ તમારી પાછળજ ઉભો છે!

કોઈ વાર એની મા ઝુંપડીમાં અંદર રાંધતી હોય. એ બહાર ઓટલા પર હોય. એ એવા ટાચકા

ફોડે કે એની મા જાણે કે મારી પાસેજ ઉભો છે! તે કહે: તું તારે બહાર જા!

એટલે ભીખો હસતો હસતો અંદર જાય!

તેઓ ગામથી ઘણે દૂર થોડાં ઝુંપડાં હતાં ત્યાં રહેતાં હતાં. એક દહાડો ભીખાની માના પેટમાં દુઃખાવો થયો. પણ ઘરમાં અજમો હતો નહિ. અજમો ગળે તો દુઃખાવો મટે ના?

માએ ભીખાને પૈસો આપીને અજમો લેવા મોકલ્યો. ભીખો તો એની રીત મુજબ દોડતો કુદતો ઉપડયો! નાચતો જાય ને છલંગ મારતો જાય! એમ ને એમ એનો પૈસો પડી ગયો ને ખોવાઇ ગયો.

ગાંધીની દુકાને જઇને એણે અજમો માંગ્યો. પણ ગજવામાં જુએ તો પૈસો મળે નહિ. ગાંધી કંઈ મફત અજમો આપે?

ભીખાજી તો ગભરાયા. હવે શું કરવું? પછી તો તેણે વિચાર્યું, કે લાવ, ઉંધે માથે ઉભો રહું. કોઇ જતું આવતું પૈસો આપશે. પછી ભીખો તો



મદારીએ બજારમાં ભીખાને ઊંધે માથે ઉભેલો જોયો.

પગ ઉંચે ને માથું ભોંય પર એમ ઉભો રહ્યો !

એટલામાં તો ત્યાં થઇને એક મદારી નીકળ્યો. તે ડુગડુગી વગાડતો હતો. તેની સાથે બે વાંદરાં ને એક રીંછ હતાં. ભીખાને જોઇ તે કહે છે: એ છોકરા, ચાલ, તું મારી સાથે ખેલ કરવા આવે છે?

ભીખો બોલ્યો: ક્યાં ?

આજે સોમવાર છે. મહાદેવને દહેરે મેળો છે. તું આવે તો તને બે આના આપીશ !

ભીખો કહે: અરે મને તો નાચતાંયે આવડે છે, ને ટાચકા ફોડતાં પણ આવડે છે. જો જો તો ખરા.

બંને ગયા મેળામાં. પછી મેળામાં મદારીએ ખેલ કરવા માંડ્યા. સાથે ભીખાએ પણ બહુ ગમ્મત કરી. તે તો અંગુઠા પર ખૂબ નાચ્યો. ખૂબ કુદ્યો. ટાચકા તો એવા વગાડ્યા કે બધાં જોઇજ રહ્યાં. મદારી તો ખુશ ખુશ થઈ ગયો. તેની પાસે પૈસાનો વરસાદ વરસ્યો. તેણે ભીખાને એક રૂપિયો આપ્યો. પછી કહ્યું: હવે તું મારી સાથેજ રહેજે. હું તને જવા નહિ દઉં !

ભીખો કહેઃ પણ મારી પાસે એક બીજો ખેલ છે. તે તો મેં બતાવ્યોજ નથી.

બધા લોકો બોલ્યાઃ શું ? શું ? તારો ખેલ કર.

મદારી બોલ્યોઃ કર, જોઇએ !

ત્યારે બધા કહું તે કરો. આંખ મીંચી દો. હું ટાચકા ફોડું ત્યારે સૌએ ઉઘાડવી. પછી જોજો અહિં કેવો ખેલ થાય છે તે.

બધાએ આંખ મીંચી. મદારીએ પણ મીંચી એટલે ભીખાભાઇ તો ત્યાંથી નાઠા. અજમો વેચાતો લીધો ને ઠેઠ દૂરથી ટાચકા ફોડ્યા ને ઘેર નાઠા.

ટાચકા સાંભળી બધા આંખ ઉઘાડે તો ભીખાભાઇ ગેબ !

ભીખાની માને બહુ ફિકર થતી હતી. આટલું બધું મોડું કેમ થયું ? પણ ભીખાએ જઇને પૈસા આપ્યા એટલે તે તો ખુશ ખુશ થઇ ગઇ.



# દેવી ભરવાડણ

દેવી હતી તો આઠ દશ વરસની પણ કોઇ એને પૂછે કે તારૂં નામ શું, તો એ ઠાવકી થઇને કહેતી: દેવી ભરવાડણ!

દેવીનો બાપ ઘેટાં ચારતો. એક દહાડો બાપે કહ્યું: દેવી, આજે ઘેટાંને લઇને સીમમાં તું જજે. મારે આજે ગામમાં જુવાર લેવા જવું છે.

વારૂ ભા! કહી દેવી તો ઘેટાંને લઇને નીસરી! સાથે રોટલા ને અથાણું બાંધી લીધાં. ખાસ્સા બે મોટા રોટલા ને બે ચીરી અથાણાની. દેવીને ભૂખ બહુ લાગે.

દેવી તો સીમમાં ગઈ. ઘેટાંને ચરવા મૂક્યાં ને

પોતે એક ઝાડના છાંયામાં થડને અઢેલીને બેઠી. ઠંડો પવન આવતો હતો. ઝાડનાં પાંદડાં ઝુલતાં હતાં. પવનની લહેરમાં દેવીબાઇ તો ઉંઘી ગયાં.

કલાક અડધે કલાકે તેની આંખ ઉઘડી, તો ઓય બાપરે! એકે ઘેટું ના મળે! બધાંયે ગેબ થઈ ગયેલાં. દેવી તો ગભરાઈ!

પણ ગભરાયાથી શું વળે? તેણે તો દંડુકો હાથમાં લીધો ને ખાવાનાની પોટલી લીધી ને ચાલી. તેને ભૂખ કકડીને લાગી હતી. પણ તેનું ચિત્ત ઘેટાં શોધવામાં હતું.

તે થોડું ચાલી એટલામાં કોઇ રડતું હોય એવો અવાજ સંભળાયો. તેને નવાઈ લાગી. આવા જંગલમાં બપોરે આમ રડતું કોણ હોય? તે તો અવાજ ભણી વળી.

થોડે જઇ જુએ તો તેના જેવડીજ એક છોકરી. નવાં નવાં કપડાં. ગોરૂં ગોરૂં ડીલ. રૂપાળો ચહેરો. પણ ચોધાર આંસુએ રડે.

દેવી તો તેની પાસે દોડી પહોંચી ને કહ્યું:

રડ માં, બ્હેન! રડ માં! તું શાને માટે રડે છે?

પણ પેલીનું રડવું તો રહેજ નહિ. પછી તો દેવી તેની પાસે બેસી ગઇ ને તેનાં આંસુ લૂછી કાઢ્યા. તેને જેમ તેમ છાની રાખી. પોતાની કુલડીમાંથી પાણી પાયું. પછી પેલીએ વાત કહી કે: મારૂં નામ કમળા. અમે બંગલામાં રહીએ છીએ. હું સ્હવારની ભૂલી પડી છું. મને ઘરનો રસ્તો જડતો નથી. મને ભુખ લાગી છે.

દેવી બોલી: આ મા રે! તેમાં રડે શાની! ચાલ, હું તને તારે ઘેર મૂકી દઇશ. લે, તું આમાંથી ખા. એમ કહી દેવીએ તો પોટકી છોડી ને પેલા રોટલા તથા અથાણું કમળાની સામે મૂક્યાં.

કમળા તો ભૂખી ડાંસ થઈ ગયેલી. ચપોચપ ખાવા લાગી. તેને ખાતી જુએ ને દેવી રાજીરાજી થાય. ખવડાવવાની મઝામાં તે પોતાની ભૂખ ભુલી ગઈ. પણ કમળાથી ખવાય કેટલું? તેણે તો અડધો પોણો રોટલો ખાધો ને પાણી પીધું એટલે પેટ ઠસ થઈ ગયું. એટલામાં દેવીએ પોતાની ને પોતાના

ખોવાયલાં ઘેટાંની વાત એને કહી ને બોલીઃ હવે હું તને તારે બંગલે મુકી દઉં ને પછી ઘેટાં શોધવા જાઉં. તારો બંગલો કેવો છે? પીળો કે લીલો?

લીલો.

બસ ત્યારે, મેં જોયો છે. ચાલ.

પણ કમળા બોલીઃ ના, ના, બ્હેન! એવું કંઈ થાય? પહેલાં તારાં ઘેટાં આપણે શોધીએ ને પછી ઘર તરફ જઈશું.

પછી બંને ઘેટાંને શોધવા નીકળ્યાં. થોડે દૂર એક પાણીનો વહેળો હતો. ત્યાં બધાંય પાણી પીતાં માલમ પડ્યાં. તેને લઇને દેવી ને કમળા, કમળાના ઘર ભણી વળ્યાં.

કમળાને ઘેર તો ખોળાખોળ થઇ રહી હતી. કમળાના બાપુજી ને મા ને બધાં માણસો હાંફલા-ફાંફલા થઈને આમ તેમ દોડતાં હતાં. કમળાને જોઈને તેમના જીવમાં જીવ આવ્યો. તેઓ દેવી પર બહુ ખુશ ખુશ થઈ ગયાં. અને દેવીએ બહુ ના પાડી છતાં તેને ખૂબ જમાડીને પછીજ ઘેર જવા

દીધી.

પછી તો કમળા રોજ દેવીને ઘેર જાય ને દેવી કમળાને ત્યાં. બંને બ્હેનપણીઓ થઈ ગઇ. ખૂબ રમે, હસે ને મઝા કરે.

કમળાના બાપુજી હવાફેર માટે ત્યાં રહેતા હતા. થોડે દહાડે તેઓ સૌ પાછાં મુંબાઈ ગયાં. ત્યારે કમળાએ દેવીને કહ્યું: દેવીબહેન! હું જઇને તને તેડાવીશ. આવશોને?

દેવીએ કહ્યું: હોવે.

થોડે દહાડે કમળાનો કાગળ દેવી પર આવ્યો. ને દેવી હવે મુંબાઈ જવાની છે.

નાની નાની વાત
ને નાનાં નાનાં ફુલ
બાળકોને ગમે બહુ
એમાં નહિ ભૂલ

## પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાનાં પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના દાક્તર પ્રતાપરાય અને તેના સોબતી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઇને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસે-નસમાં શૂરાતન અને જોમ ઉછળાવે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીજ શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંથણી રહેલી છે. તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે. નાનાં મોટાં સૌ કોઇને એ વાંચતાં રસ પડશે.

પાકું પુઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૪૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઈના બધાં બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે.

ગાંડીવ